# अर्पण पत्रिका.

वर्षोद्भवाखिलफलोक्तिकृतिर्ममैषा ॥
याभ्यामकारिसततंपरिपोषणंमे ॥
संलालनंचपरिपालनमादरेण ॥
पित्रोस्तयोर्हिपदयोःकुसुमांजलिःस्तात् ॥१॥



# પ્રસ્તાવના.

---

આપણા ગુજરાત દેશમાંના કેટલાએક લોકોમાં એવોજ રીવાજ પડી ગએોછે કે જન્મ સંબંધામાંનો પોતાની પાસે માત્ર જન્મકુંડલીજ હોય અને વર્ષસંબંધી મોટું વર્ષફળ કરાવેછે અને કેટલાક જોશીરાજો પણ તેજ પ્રમાણે જોવેછે અને બતાવેછે પણ તે વીશે વાસ્તવીક શી રીતેછે તે ખન, મિહિર, રોમક, ભોજરાજ, સમરસિંહ, નીલકંઠ, ગણેશ, વામન, માધવ, વીગેરે પૂર્વ મહાવિદ્વાનોનાં બનાવેલ તાજક પુસ્તકોમાં સ્પષ્ટછે પરંતુ તે તમામ ગ્રંથો સંસ્કૃતભાષામાં હોવાથી તેમાં કહેલું સઘળા માણસોથી સમજી શકાય નહીં જેથી સર્વ ગુર્જરબંધુઓને સુગમતાથી તે બાબત જણાવા સારૂ કેટલાંએક પ્રાચીનાર્વાચીન પુસ્તકોમાંના સત્યાભિપ્રાયો લઈ ગુજરાતીભાષામાં આ. ( વર્ષફળ પ્રકાશ) નામનું પુસ્તક બનાવી બહાર પાડુંછે તે વાંચી નિર્મત્સર-વિદ્વજનો આ પુસ્તક બનાવવા સંબંધી મારો શ્રમસફળ કરશે એવી અપર્ણાપ્રાણનાથની પ્રાર્થના કરૂંછું—

ક. ગ. રા. ગ્રંથકર્ત્તા.



# અનુક્રમણિકા.

३६७६

# वर्षफळ प्रकाश.

## श्रीगणेशायनमः

गणेशंमार्तंडंसनगजशिवंस्वंचपितरं ॥
गणेशाख्यंहोराफलकथनमुख्यंसुविरतिं ॥
सुनत्वाहंवाणिंशिवपदगतांस्वांचजननिं ॥
स्वभाषोतयाकुर्वेऽद्धजफलविकाशंसुसुगमं ॥१॥

## प्रथमसंज्ञा कहेछे.

મેષ, વૃષ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ, મીન એ પ્રમાણે બાર રાશિઓ કહ્યા છે તેમાં મેષ, મિથુન, સિંહ, તુલા, ધન, કુંભ એ ૬ રાશિઓ ક્રુર જાણવા. અને વૃષ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર, મીન એ ૬ રાશિઓ સૌમ્ય જાણવા—મેષ, કર્ક, તુલા, મકર એ ચર રાશિઓ જાણવા—વૃષ, સિંહ, વૃશ્ચિક, કુંભ એ સ્થિર રાશિઓ જાણવા—મિથુન, કન્યા, ધન, મીન એ દ્વિસ્વભાવ રાશિઓ જાણવા—મેષ, વૃષ, સિંહ અને ધનનું ઉત્તરાર્ધ તથા મકર એ ચતુષ્પદ રાશિઓ જાણવા—કર્ક અને વૃશ્ચિક એ બહુ પદ રાશિઓ જાણવા—કુંભ અને મીન એ પદ રહિત રાશિઓ જાણવા—મિથુન, તુલા, કન્યા અને ધનનું પૂર્વાર્ધ એ દ્વિપદ રાશિઓ જાણવા—એવું યવનાચાર્યનું વચન છે—

મેષ, સિંહ અને ધન એ અગ્નિરાશિઓ જાણવા—વૃષ, કન્યા, મકર એ ભૂમીરાશિઓ જાણવા—મિથુન, તુલા, કુંભ એ પવનાત્મક રાશિઓ જાણવા—કર્ક, વૃશ્ચિક, મીન એ જલાત્મક રાશિઓ જાણવા—કન્યા, મકર, કુંભ એ અર્ધ શબ્દ રાશિઓ જાણવા કર્ક. તુલા. વૃશ્ચિક. મીન એ શબ્દ રહિત રાશિયો જાણવા. મેષ, વૃષ, મિથુન, સિંહ, ધન એ શબ્દવાળા રાશિઓ જાણવા કર્ક, વૃશ્ચિક, મીન એ બહુ પ્રજા અને સ્ત્રી સંગ વાળા રાશિઓ જાણવા—વૃષ, મિથુન, કુંભ, એ મધ્યમ પ્રજા અને સ્ત્રી સંગ વાળા રાશિઓ જાણવા—મેષ સિંહ, કન્યા, તુલા, ધન, મકર, એ અલ્પ પ્રજા અને સ્ત્રી સંગવાળા રાશિઓ જાણવા—મેષ, સિંહ, ધન એ રૂક્ષશિતોષ્ણ અને પીત્ત ધાતુ વાળા રાશિઓ જાણવા—વૃષ, કન્યા, મકર એરૂક્ષ, ઉષ્ણશિત, અને વાયુ વાળા રાશિઓ જાણવા—મિથુન, તુળા, કુંભ એ ઉષ્ણ, સ્નિગ્ધાંગ અને સમધાતુ વાળા રાશિઓ જાણવા—કર્ક, વૃશ્ચિક, મીન એ શીત, સ્નિગ્ધાંગ અને કફ ધાતુવાળા રાશિઓ જાણવા—મેષ, સિંહ, ધન એ રાશિઓની ક્ષત્રીય જાતી અને પૂર્વ દીશા જાણવી—વૃષ, કન્યા, મકર, એ રાશિઓની વૈશ્યજાતી અને દક્ષીણ દીશા જાણવી—મિથુન, તુલા, કુંભ, એ રાશિઓની શુદ્ર જાતિ અને પશ્ચિમ દીશા જાણવી—કર્ક, વૃશ્ચિક, મીન એ રાશિઓની બ્રાહ્મણ જાતિ અને ઉત્તર દીશા જાણીવી—મેષ, વૃષ, કર્ક, ધન, મકર એ પૃષ્ટો દયરાશિઓ

જાણવા—મીન રાશિ ઉભયોદય જાણવો અને બાકીના શિ- ર્ષોદય રાશિઓ જાણવા—શિર્ષોદય રાશિઓ દિનબળવાળા જાણવા અને બાકીના રાશિઓ રાત્રીબળવાળા જાણવા— રાશિનો પોતાનો નવમાંશ વર્ગોત્તમ જાણવો—લગ્ન, ચોથું, સાતમું, દશમું એઓની કેંદ્ર, કંટક અને ચતુષ્ટય એવી સંજ્ઞા જાણવી—એ કેંદ્ર પછીના સ્થાનની પણફર એવી સંજ્ઞા જાણવી અને પણ ફર પછીના સ્થાનની આપોકલીમ એવી સંજ્ઞા જાણવી—સિંહ, વૃષ, મેષ, કન્યા, ધન, તુળા, કુંભ એઓ સૂર્યાદિ ગ્રહોના મૂલ ત્રિકોણ રાશિઓ જાણવા—દ્વિ- પદ, ચતુષ્પદ, દિન રાત્રિ સંજ્ઞા વીગેરેનું પ્રયોજન ભાવફળમાં જાણવું—સ્ત્રી, પુરૂષ રાશિનું પ્રયોજન તેમાં રહેલા સ્ત્રી પુરૂષ ગ્રહના બળાબળ માટે જાણવું—પીતોષ્ણ, શિતાદિકનું પ્રયો- જન રોગ સ્થિતિ જ્ઞાન માટે જાણવું—પૂર્વાદિ દિશાનું પ્રયો- જન યાત્રા દિશા જ્ઞાન માટે જાણવું—ચર વીગેરે રાશિનું પ્રયોજન ભોજનાદિક જ્ઞાન માટે જાણવું—જલાદિચારી પ્ર- યોજન આખેટક માટે જાણવું—અગ્ન્યાદિ રાશિ પ્રયોજન અષ્ટમ ભાવમાં શિખી રાશિ જ્ઞાન માટે જાણવું—બ્રાહ્મણાદિ જાતી અને ક્રુર સૌમ્યાદિ પ્રયોજન કોની દ્વારા ધનનો લાભ થશે એ વીગરેના જ્ઞાન માટે જાણવું—એવું સમરસિંહનું વચન છે—ગ્રહસ્વરૂપાદિક કહેછે—શુક્ર અને ચંદ્રમા એ જ- ળચર જાણવા—બુધ અને ગુરૂ એ ગ્રામચર જાણવા—સૂર્ય, મંગળ, શનિ, રાહુ એમની અરણ્યચર સંજ્ઞા જાણવી—બુધ

ગુરૂ એની પ્રભાત સંજ્ઞા જાણવી—સૂર્ય, મંગળ એ મધ્યાન—ચંદ્ર, શુક્ર એ ત્રીજો પહોર—શનિ, રાહુ, કેતુ એ સંધ્યાકાળ—સૂર્ય, મંગળ એ પિત્ત પ્રકૃતિવાળા જાણવા—ચંદ્ર શુક્ર એ કફ પ્રકૃતિ જાણવા—બુધ, ગુરૂ એ સમધાતુ પ્રકૃતિવાળા જાણવા—શનિ, રાહુ વાયુ પ્રકૃતિ જાણવા—સૂર્ય, મંગળ કટુક જાણવા—ગુરૂ મધુર—બુધ તુરો—ચંદ્ર, શુક્ર ખારા ખાટા—રાહુ, શનિ તિક્ષ્ણ—ગુરૂ, શુક્ર એ બ્રાહ્મણ જાતિ જાણવા—સૂર્ય, મંગળ, એ ક્ષત્રીયજાતિ જાણવા—ચંદ્ર વૈશ્ય જાણવો—બુધ શુદ્ર જાણવો—શનિ, રાહુ મ્લેચ્છ જાણવા એમ ત્રૈલોકય પ્રકાશમાં કહ્યું છે—ગુલખાર, ગૌર, રાતો, પોપટિઓ, સોનેરી, ઘણો સફેદ, કાળો, અને કાળો સૂર્યાદિ આઠે ગ્રહોનો અનુક્રમે વર્ણ જાણવો—સૂર્ય રાજા, ચંદ્રમા તપસ્વી, મંગળ સોની, બુધ બ્રાહ્મણ, ગુરૂ વાણિઓ, શુક્ર વૈશ્ય, શની વૃપલ, અને રાહુ ભીલ, એમ હાયનરત્નમાં કહેલું છે—મંગળ જુવાન, બુધ શિશુ, ચંદ્ર અને શુક્ર આધેડ, સૂર્ય, શનિ, ગુરૂ અને રાહુ એઓ સ્થવિર જાણવા—સૂર્ય, મંગળ, અને ગુરૂ એઓ પુરૂષગ્રહો અને બાકીના સ્ત્રી ગ્રહો જાણવા એમ તાજીક ભૂષણમાં કહ્યું છે—શુક્ર, ચંદ્રને વિષે રૂપું, બુધમાં સોનું, ગુરૂમાં સોના સહીત રત્ન, સૂર્યમાં મોતી, શનિમાં લોહું, રાહુમાં અસ્થિ, અને મંગળમાં ત્રપુ એમ હાયનરત્નમાં કહ્યું છે.—ગુરૂ, ચંદ્ર, બુધ અને શુક્ર એઓ શુભ ગ્રહો છે. અને બાકીના ગ્રહો તથા ક્ષિણ ચંદ્રમા તથા ક્રુરગ્રહે યુક્ત બુધ એઓ પાપ ગ્રહો છે એવું વામનનું વચન

છે—સૂર્ય, શુક્ર, મંગળ, રાહુ, શનિ ચંદ્ર, બુધ અને ગુરૂ એઓ પૂર્વાદી આઠ દીશાના સ્વામીઓ જાણવા—સૂર્ય, ચંદ્ર, અને ગુરૂ, એઓ સત્વગુણવાળા બુધ અને શુક્ર એ રજોગુણવાળા, રાહુ, મંગળ અને શનિ એઓ તમો ગુણવાળા જાણવા—પાપ ગ્રહોએ જોએલો અથવા પાપગ્રહાક્રાંત અથવા રશ્મિરહિત ગ્રહ હોય તે વિનષ્ટ જાણવો એવું ચંડેશ્વરનું વચન છે—ગ્રહસ્વરૂપાદિકનું પ્રયોજન કહેછે—બ્રાહ્મણાદિક જાતિ, વૃદ્ધત્વાદિક વય, વાતાદિક પ્રકૃતિ, અને પુરૂષ સ્ત્રી વીગેરેનું પ્રયોજન, મારૂં કાર્ય આ વરસમાં કોની દ્વારાએ થશે એ વીગેરે જાણવા માટે છે—કટુકાદિ રસોનું પ્રયોજન દીનચરીયામાં ભોજન જ્ઞાનમાટે છે—સ્વર્ણાદિ દ્રવ્યનું પ્રયોજન લાભ પ્રાપ્તી જ્ઞાનાર્થે છે—એ પ્રમાણે ગ્રહો અને રાશિઓની કહેલી સંજ્ઞા વર્ષફળ કથન વિષયોના જ્ઞાન માટે છે એમ હાયનરત્નમાં કહેલું છે.

## હવે વર્ષ પ્રવેશવેળા લાવવાનું કહેછે.

વર્ત્તમાન શકમાંથી જન્મનો શક કાઢી નાંખીએ ત્યારે શેષ રહે તે ગતવર્ષ જાણવાં. તેઓને પાંચ, બે અને છવડે ગુણી સાડે ચડાવી ચારે ભાગ લઈ વાર, ઘટી અને પળ લાવવાં. તેમાં જન્મનાં વાર, ઘડી અને પળ ભેળવવાં એટલે તે વાર, ઘડી, પળે જન્મના સૂર્યના રાશ્યંશે વર્ષ પ્રવેશ થાય એમ તાજીક ભૂષણમાં કહ્યુંછે—પછી તે વર્ષ પ્રવેશની ઈષ્ટ ઘટી ઉપરથી સ્પષ્ટ ગ્રહો સાધન કરવા તે એવા કે

દ્રક્ગણિ તૈક્યતાને પામે તેવા વરતવા. તેમજ લગ્નાદિ દ્વાદશ ભાવો વરતવા. પછી ત્રીપતાકા ચક્ર કરવું, તેમાં જો ચંદ્રમા રાહુ એ વિદ્ધ હોયતો કષ્ઠ જાણવું, અને સૂર્યે વિદ્ધ હોયતો તાપ તથા રૂધિરપ્રકોપ જાણવો. અને મંગળે વિદ્ધ હોયતો રૂધીર પ્રકોપાદિક શરીરે પીડા જાણવી અને શુભગ્રહે વિદ્ધ હોયતો સારૂં ફળ જાણવું એમ મુક્તાવળીમાં કહ્યુંછે—

## હવે દૃષ્ટિ કહેછે.

તેમાં ચાર ભેદછે ત્રીજે અને અગ્યારમે એક પાદદૃષ્ટિ અને ચોથે અને દશમે બેપાદદૃષ્ટિ અને પાંચમેં અને નવમેં ત્રણપાદ દૃષ્ટિ અને પોતાથી સાતમેં ચારપાદ એટલે પૂર્ણ દૃષ્ટિ જાણવી એમ તાજીક ભૂપણમાં કહ્યુંછે—જે પાંચમે અને નવમેં દૃષ્ટિછે તે મીત્ર તથા સ્વજન તથા સર્વે સુખની આપનારી છે તથા ત્રીજે અને અગ્યારમે દૃષ્ટિ છે તે સ્નેહની વૃદ્ધિ તથા પુત્રાદિક સુખ તથા આયુ અને ધનની વૃદ્ધિ કરનારી છે. તથા ચોથે અને દશમે દૃષ્ટિછે તે શોક સંતાપ અને વૈરીઓની વૃદ્ધિ કરનારીછે. અને ઉભય સપ્તમ દૃષ્ટિછે તે વિવાદ, યુદ્ધ અને સંકટ વીગરેની કરનારીછે એવું વામનનું વચનછે—દૃષ્ટા અને દૃશ્યગ્રહોનો રાશિનો તો ભેદ હોય પણ તેઓના અંશોમાં બાર અંશની અંદર બંનેનું રહેવું હોયતોજ દૃષ્ટિનું કહ્યા મુજબ ફળ મળે. અને તે બંનેની વચ્ચે બાર અંશથી ભેદપણું હોયતો સાધારણ ફળ મળે એવું સમરસિંહનું વચનછે—સર્વ દૃષ્ટિઓમાં શિઘ્રગતિ ગ્રહ થકી બાર અંશને અંતરે મંદગતિ

ગ્રહ હોયતો તે દૃષ્ટિ શુભફળ આપનારી સમજવી એવું વામનનું વચન છે—સર્વ દૃષ્ટિઓને વિષે પોતપેતાના દિપ્તાંશમાં રહેલા ગ્રહો હોયતો દૃષ્ટિ ફળ પરિપૂર્ણ આપે એમ યોગસુધાનીધિ, તાજીક રત્નમાળા, અને સંજ્ઞાતંત્ર વીગરેમાં કહ્યુંછે—ખળ દૃષ્ટિને વિષે રહેલા પાપ ગ્રહો હોય અને શુભ દૃષ્ટિને વિષે રહેલા શુભ ગ્રહો હોયતો તે તે દૃષ્ટિને વિષે કહેલું ફળ આપે અને વિપરીત રીતે એટલે કહ્યાથી વિલોમ રીતે રહ્યા હોયતો કહ્યાથી અરધું ફળ આપે અને મીશ્ર રીતે રહ્યા હોયતો કહ્યાથી બાર આના ફળ આપે એમ તાજીકસાર વીગરેમાં કહ્યુંછે—લગ્નમાં રહેલ ગ્રહના ભોગ્ય અંશથી તે સાતમાના ભૂક્તઅંશ પર્યંત જે દૃષ્ટિ તે દક્ષિણ દૃષ્ટિ જાણવી. અને સાતમાથી લગ્ન સુધી જે દૃષ્ટિ તે વામદૃષ્ટિ જાણવી એવું હિલ્લાજાચાર્યનું વચનછે—દક્ષિણ દૃષ્ટિની અપેક્ષાવડે વામદૃષ્ટિ પણ બળવાળી જાણવી તે એવી રીતે કે સાતમે રહેલા ગ્રહની ચોથે અને દશમે એકપાદ દૃષ્ટિછે પણ ચતુર્થ દૃષ્ટિનું વામ દૃષ્ટિપણુંછે માટે દશમ દક્ષિણ દૃષ્ટિની અપેક્ષાવડે ઈત્થ શાળાદિક યોગોને વિષે સબળ જાણવી એવું સમરસિંહ અને વામનું વચનછે—

## હવે મૈત્રી કહેછે.

મૈત્રીમાં ચાર ભેદ છે. તેમાંનો પહેલો ભેદ—દૃષ્ટિ વશાવડે મીત્રસમ શત્રુરૂપ. અને બીજો ભેદ દૃષ્ટિ વશાવડે અધિમીત્ર, મીત્ર-સમ-શત્રુ. અધિશત્રુ રૂપ અને ત્રીજો ભેદ દૃષ્ટિ

વશવડે મીત્ર શત્રુરૂપ અને ચોથો ભેદ દૃષ્ટિવિનાનિ સર્ગમીત્ર શત્રુરૂપ એ પ્રમાણે ચાર ભેદો જાણવા—પહેલો ભેદ. ત્રીજે, પાંચમે, નવમે અને અગ્યારમે મીત્ર જાણવો. અને બીજે, છઠ્ઠે, આઠમે અને બારમે સમ જાણવો. અને પેહેલે, ચોથે, સાતમે અને દશમે શત્રુ જાણવો—બીજો ભેદ. નવમે, પાંચમે, અધિમીત્ર. ત્રીજે, અગ્યારમે મીત્ર. બીજે, છઠ્ઠે, આઠમે અને બારમે સમ. ચોથે, દશમે શત્રુ અને પેહેલે, સાતમે અધિશત્રુ જાણવો—ત્રીજો ભેદ. ઇષ્ટસ્થાનને જોનારા ગ્રહો મીત્ર અને અનીષ્ટસ્થાનને જોનારા ગ્રહો શત્રુ જાણવા—ચોથો ભેદ. સૂર્યના મીત્ર ચંદ્ર, મંગળ અને ગુરૂ. ચંદ્રના મીત્ર સૂર્ય, મંગળ અને ગુરૂ. મંગળના મીત્ર. સૂર્ય, ચંદ્ર અને ગુરૂ બુધના મીત્ર શનિ, શુક્ર. ગુરૂના મીત્ર સૂર્ય, ચંદ્ર અને મંગળ. શુક્રના મીત્ર બુધ, શનિ. શનિના મીત્ર બુધ, શુક્ર જાણવા અને પ્રત્યેકના મીત્ર કથનથી બાકીના તેમના શત્રુઓ જાણવા. એમ રોમકતાજીકમાં કહ્યુંછે અને તેવોજ કેટલાએક તાજીકાચાર્યોનો મત છે.

## હવે બળાબળ કહેછે.

સમગતિ. ૧ ઉદિત. ૨ શુભ દૃષ્ટ. ૩ શુભયુક્ત. ૪ શુભ ગ્રહ સાથે મુથશીળ કરનારો. ૫ સૌમ્યભાવમાં રહેલો. ૬ અર્ક ભાગમાં રહેલો. ૭ શુભ મધ્યચારી. ૮ એવો ગ્રહ હોય તે બળવાળો જાણવો. અને કહેલ બળથી વિરોધવાળો હોય તે હીનબળવાળો જાણવો અને બંને બળનું સમાનપણું હોય

અથવા અભાવ હોય તો મધ્યબળી જાણવો—અહીં સમગતિના વિરોધમાં શીઘ્ર ગતિ જાણવી. અને ઉદયના વિરોધમાં અસ્ત જાણવો એવું હીલ્લાજાચાર્યનું વચન છે. હવે અહીં વીશેષફળ જાણવાની ઇચ્છાવાળાઓએ તાજીકમુક્તાવળી વીગેરે ગ્રંથોમાં કહેલ પડ્બળ—અથવા હર્ષબળયુક્ત પંચવર્ગી બળ. અથવા દ્વાદશવર્ગી બળ. અથવા ઇષ્ટ કષ્ટ. અથવા અષ્ટધાબળનો વિચાર કરવો એવો ખિંદક રોમકાદિક આચાર્યોનો સિદ્ધાંત છે—તેમજ એ સર્વબળના અભાવે એ અષ્ટધાબળનો વિચાર કરવો એવું પણ હીલ્લાજાચાર્યનું વચન છે.—

## હવે ષોડશયોગો કહેછે.

ઇક્બાલ. ૧ ઇંદુવાર. ૨ ઇત્થશાળ. ૩ ઇશરાફ. ૪ નક્ત. ૫ યમયા. ૬ મણઉ. ૭ કંબૂળ. ૮ ગૈરકંબૂળ. ૯ ખલ્લાસર. ૧૦ રદ. ૧૧ દુ:ફાલી કુત્થ. ૧૨ દુત્થ દવીર. ૧૩ તંબીર. ૧૪ કુત્થ. ૧૫ દુરૂફ. ૧૬ એ પ્રમાણે સોળ યોગોનાં નામ તાજીકભૂષણમાં કહ્યાં છે.

## હવે સૂર્યાદિ ગ્રહોના દિપ્તાંશો કહેછે.

સૂર્યના પંદર. ચંદ્રના બાર. મંગળના આઠ. બુધના સાત. ગુરૂના નવ. શુક્રના સાત અને શનિના નવ એ પ્રમાણે ઇત્થશાળાદિયો ગોપયુક્ત દીપ્તાંશાઓ જાણવા. એવું તેજસિંહનું વચન છે. રાહુના દીપ્તાંશા બાર જાણવા એમ પ્રશ્નવૈષ્નવમાં કહ્યું છે.

## ૧ હવે ઇક્કવાલયોગ કહેછે.

સર્વે ગ્રહો કેંદ્ર અને પણફરમાં હોય તો ઇક્કવાલયોગ જાણવો અને તે યોગરાજ અને સુખની પ્રાપ્તી કરનારો જાણવો એટલે ઘણોજ શુભફળ આપનારો જાણવો એવું નીલકંઠ તથા ગણેશ વીગરેનું વચન છે.

## ૨ હવે ઈંદુવારયોગ કહેછે.

સર્વે ગ્રહો આપોક્લિમ સ્થાનમાં હોય તો ઈંદુવારયોગ જાણવો. અને એ યોગ અશુભફળ આપનારો છે એમ ઘણા તાજીક ગ્રંથોમાં કહ્યું છે.

## ૩ હવે ઇત્થિશાળયોગ કહેછે.

આ યોગનું બીજું નામ મુથશીળ એવું પણ છે—શીઘ્ર ગતિ ગ્રહથકી શીઘ્રગતિ ગ્રહના દીપ્તાંશા થકી અલ્પ અંશોવડે અધિક અંશોવાળો મંદગતિ ગ્રહ હોય તો મુથશીળયોગ જાણવો—જ્યારે મંદગતિ ગ્રહથકી એક વિકળા અથવા એક વિકળાથી ત્રીશ વિકળાસુધી ઓછો શીઘ્રગતિ ગ્રહ હોય ત્યારે એ મુથશીળયોગ પૂર્ણ એટલે વીશ વિંશોપકાવાળો જાણવો. જો શીઘ્રગતિ ગ્રહ જે રાશિના છેલ્લા એટલે ત્રીશમા અંશમાં હોય અને તે રાશિના આગલા રાશિમાં મંદગતિ ગ્રહ શીઘ્રગતિ ગ્રહના દીપ્તાંશા માનના અંશો અંદર હોય તો ઇત્થશાળયોગ જાણવો—જો શીઘ્ર ગતિ ગ્રહ પોતાના દીપ્તાંશા કરતાં અધિક અંશોવડે મંદગતિ ગ્રહની પાછળ હોય તો ભ-

વિઘ્ન એટલે આગળ થશે એવો ઇત્થશાળ જાણવો એ પ્રમાણે ત્રણ પ્રકારનો ઈત્થશાળ છે એવું નીલકંઠનું વચન છે એને તે દૃષ્ટિવડે પણ જાણવો. એવું ગોવિંદાદિકનું વચન છે. હવે એનું ફળ કહેછે લગ્નાદિક જે ભુવન સંબંધી વિચાર કરવાનો હોય તે ભુવનનો સ્વામી કાર્યાધિશ જાણવો અને લગ્નનો સ્વામી એ લગ્નાધિશ તો પ્રસિદ્ધ છે. તે બે ગ્રહોનો જેવો મુથશીળ થતો હોય તેવું કાર્ય જાણવું. જો વર્તમાન મુથશીલ હોય તો તે કાર્ય સંબંધી સુખ વર્તમાન જાણવું. અને પૂર્ણ મુથશીળ હોય તો તે સંબંધી પરિપૂર્ણ સુખજ જાણવું. અને ભવિષ્ય મુથશીળ હોય તો તે સુખ આગળ થશે એમ જાણવું—લગ્નસ્વામી અને લગ્નસ્વામીનો મીત્ર કાર્યસ્વામી અને તેનો મીત્ર ગ્રહ એ ચાર ગ્રહો જે રાશિઓમાં હોય તે રાશિસ્વામી અને શુભગ્રહે જોએલ હોય તો પૂર્વે કહેલ મુથશીળયોગ ઘણું સારૂં ફળ આપનારો જાણવો. તેમાં પણ સ્નેહ દૃષ્ટિવડે વિશેષબળ જાણવું એવું વામનાદિકોનું વચન છે.

## ૪ હવે ઈશરાફયોગ કહેછે.

આ યોગનું બીજું નામ મુસરીફ એવું પણછે—મંદગતિ ગ્રહથકી એક અંશ પણ શિઘ્રગતિ ગ્રહ આગળ હોયતો ઈશરાફ યોગ જાણવો તે પાપ ગ્રહોના સંબંધવડે થયેલો હોયતો વાંચ્છિતકાર્યનો નાશ જાણવો અને શુભગ્રહ સંબંધવડે

થયેલ હોયતો કાર્ય નાશ થાય નહીં એવો હિલ્લાજાચાર્ય-નો મતછે.

## ૫ હવેનકત યોગ કહેછે.

લગ્નનો સ્વામી અને કાર્યાધિશની પરસ્પર દૃષ્ટિન હોય અને તેમના મધ્યમાં રહેલો કોઈ શીઘ્રગ્રહ પાછળ રહેલા શીઘ્ર ગ્રહથકી તેજ લઈ બીજા મંદગતિ ગ્રહમાં અર્પણ કરતો હોયતો નકત યોગ જાણવો—એ નકત યોગનું ઉદાહરણ કરેછે કોઇએ પૂછ્યું કે મને સ્ત્રી પ્રાપ્તી થશે કે નહીં તે વખતે કન્યાલગ્ન હોય અને તેનો સ્વામી બુધ દશ અંશે બારમેં ભુવને હોય અને ગુરૂ બાર અંશે સાતમેં ભુવને હોય તે બુધ અને ગુરૂની છઠું આઠમું સ્થાન હોવાથી પરસ્પર દૃષ્ટિ નથી અને ચંદ્રશીઘ્રગતિ ગ્રહછે તે બુધ અને ગુરૂના મધ્યમાં ધન અથવા વૃષભ રાશિમાં બુધ અને ગુરૂએ જોએલો આઠ અથવા અગ્યાર અંશવાળો ચંદ્ર બુધથકી તેજ ગ્રહણ કરી ગુરૂને આપેછે તે માટે વચ્ચે રહેલા ત્રીજાના પ્રયત્નવડે સ્ત્રી પ્રાપ્તી કહેવી એવું નીળકંઠ દૈવજ્ઞનું વચનછે.

## ૬ હવે યમયાયોગ કહેછે.

લગ્નસ્વામી અને કાર્યાધિશ પરસ્પર દેખતા ન હોય અને એ બેના વચમાં રહેલો મંદગતિ ગ્રહ પોતાના દીપ્તાંશાવડે કરીને લગ્નસ્વામી અને કાર્યાધિશને સ્થાન દૃષ્ટિવડે જોવે તે મંદગતિ ગ્રહ લગ્નાધિશ અને કાર્યાધિશમાં જે શીઘ્રગતિ ગ્રહ હોય તે થકી તેજ લઇને લગ્નાધિશ અને કાર્યાધિશમાં-

ના મંદગતિ ગ્રહને આપે તે યમયાયોગ જાણવો અને તે યમયાયોગ વાંચ્છિત કાર્યની સિદ્ધિનો આપનારો જાણવો— એ યમયાયોગનું ઉદાહરણ કહેછે. કોઈએ પૂછ્યું કે મને રાજ પ્રાપ્તી થશે કે નહીં તે સમયે તુલાલગ્ન હોય તેનો સ્વામી શુક્ર, મેષનો આઠે અંશે સાતમે હોય અને દશમાનો સ્વામી ચંદ્રમા વૃષભના ૭ અંશે આઠમે હોય, એ બે બીજે, બારમે રહેલાછે જેથી તેમની પરસ્પર દૃષ્ટિ નથી અને મંદગતિ ગ્રહ ગુરૂ કર્કના દશે અંશે દશમે રહ્યોછે તે સ્થાન દૃષ્ટિવડે લગ્નાધિશ અને કાર્યાધિશને જોવેછે. તે ચંદ્ર, અને શુક્રના કરતાં અધિક એવા પોતાના દીપ્તાંશોવડે કરીને ચંદ્રમાનું તેજ ગ્રહણ કરી શુક્રને આપેછે. માટે સ્થાનનો લાભ મંત્રીવડે થશે એમ કહેવું.

## ૭ હવે મણઉયોગ કહેછે

લગ્નાધિશ અને કાર્યાધિશમાં જે ગ્રહ શીઘ્રગતિ વાળો હોય તેના અંશાદિક થકી આગળ અથવા પાછળ અંશોવડે મંગળ અથવા શની હોય તે ચતુર્થ સ્થાન દૃષ્ટિવડે અથવા સપ્તમ સ્થાન દૃષ્ટિવડે અથવા શીઘ્રગતિ ગ્રહના અંશોની અપેક્ષાએ કરી અધિક અને ઓછા એવા એક રાશિ દીપ્તાંશ મધ્ય વર્ત્તિ અંશોવડે જોતો સતો કાર્યાધિશની સાથે મુથશીળ કરતો હોયતો મણઉયોગ જાણવો તે મણઉયોગ શુભ કાર્યનો કરનારો જાણવો નહીં. એ મણઉયોગનું ઉદાહરણ કહેછે કોઈએ પૂછ્યું કે મને સ્ત્રી મળશે કે નહીં તે સમયે કન્યા-

લગ્નછે તેનો સ્વામી બુધ દશ અંશે કન્યાનો લગ્નમાંજછે તથા ગુરૂ મીનનો બાર અંશે સાતમેછે અને ચતુર્થ દષ્ટિવડે જોતો મંગળ મિથુનના અગ્યાર અંશે દશમેછે. તે બુધથકી એક અંશે અગ્રસ્થ થયો તે માટે મંગળે જેનું તેજ હરણ કર્યુંછે એવો બુધ તેજ રહિત થયો પછી બુધ શીઘ્રગતિવાળોછે જેથી કાર્યાધિશ એવા ગુરૂની સાથે મળેછે માટે સ્ત્રી પ્રાપ્ત નહીં થાય એમ કહેવું. આ એક મણઉયોગ જાણવો—હવે બીજો કહેછે—જેવોછે તેવા પૂર્વે કહેલા મણઉયોગમાં બુધની અપેક્ષાવડે થોડા અંશે દશમે રહેલો મંગળ પાછળ રહ્યો. તેમાં પણ કાર્ય નાશ કરનારો મણઉયોગ જાણવો. એ બીજો યોગ કહ્યો—હવે મણઉયોગનો ભેદ કહેછે લગ્નાધિશ અને કાર્યધિશને મુથશીળ હોય અને તેમના મધ્યે શનિ, મંગળ એક રાશીના લગ્નાધિશ અને કાર્યાધિશના દીપ્તાંશા. ની અપેક્ષાવડે ઓછા અને અધિક અંશોવડે રહ્યા હોયતો તે શની, મંગળ, દીપ્તાંશ મધ્યવર્ત્તિ અંશોવડે કરીને લગ્નાધિશ અને કાર્યાધિશના તેજના હરણ કરનાર હોવાથી કાર્યના નાશ કરનારા જાણવા. આપુનર્મણઉયોગ જાણવો—એ પુનર્મણઉયોગનું ઉદાહરણ કહેછે. કોઈએ પૂછ્યુંકે મને રાજ પ્રાપ્તી થશે કે નહીં. તે સમયે તુલા લગ્નછે. તેનો સ્વામી શુક્ર કર્કનો પંદર અંશે દશમેછે, રાજભૂવનનો સ્વામી ચંદ્રમાવૃષભનો દશ અંશે આઠમેછે. અને મંગળ વૃષભનો સોળ અંશે આઠમેછે અને તેટલેજ અંશે તે ઠેકાણે શની પણ છે એમ જાણવું. એવો નીળકંઠનો અભિપ્રાયછે, એમ તેના ગ્રંથની

ટીકા કરનાર વિશ્વનાથે કહેલછે—હવે મંગળલગ્નાધિશ અને કાર્યાધિશનો મુથશીળ હોયતો તેજ હરણ કરી રાજને હરે એમ જાણવું—

## ૮. હવે અનેક પ્રકારે ભિન્ન કંબુલયોગ કહેછે.

લગ્નેશ અને કાર્યેશનો મુથશીળ હોય તે બેમાંના એક સાથે ચંદ્રમુથશીલ કરતો હોય તો કંબુલ યોગ જાણવો અને તે કંબુલ યોગ લગ્નાધિશ કાર્યાધિશ અને ચંદ્ર એઓના ચતુર્વિધ અધિકારના ભેદોવડે કરીને સોળ પ્રકારનો છે. એવું ખિંદક, રોમકાદિક આચાર્યોનું વચન છે—તે સોળભેદોના નામો કહે છે. ૧ ઉત્તમોત્તમ, ૨ ઉત્તમ મધ્યમ, ૩ ઉત્તમ, ૪ ઉતમાધમ, ૫ મધ્ય મોત્તમ, ૬ મધ્યમ મધ્યમ ૭ મધ્યમ. ૮ મધ્યામાધમ. ૯ ઉત્તમ ૧૦ મધ્યમ. ૧૧ મધ્યમ મધ્યમ. ૧૨ અધમ. ૧૩ અધમોત્તમ. ૧૪ અધમ મધ્યમ. ૧૫ અધમ. ૧૬ અધમાધમ—હવે એ સોળે ભેદોને જૂદી જૂદી રીતે કહે છે. જો લગ્નેશ અને કાર્યેશ સ્વગૃહના કે સ્વોચ્ચનાહઈ મુથશીળ કરતા હોય તેમાંના એક સાથે સ્વોચ્ચ કે સ્વગૃહનો હઈ ચંદ્રમા મુથશીળ કરતો હોય તો તે ઉત્તમોત્તમ કંબુલ યોગ સારૂં ફળ આપનારો જાણવો આ પહેલો ભેદ છે—જો પોતાના હદ્દાદ્રેષકાણ કે નવ માંશમાં રહેલા લગ્નાધિશ કાર્યાધિશનો મુથશીળ હોય તેમાંના એક સાથે પોતાના ઉચ્ચ કે ગૃહવાળો ચંદ્રમા મુથશીળ કરેતો તે ઉત્તમ મધ્યમ કંબુલ યોગ જાણવો. એ યોગનું ઉદાહરણ

કહેછે કોઇએ પૂછ્યું કે મારો ભાગ્યોદય થશે કે નહીં તે સમયે તુલા લગ્ન છે તેનો સ્વામી શુક્ર દશમે સ્વહદ્દામાં દશ અંશે છે ભાગ્યેશ બુધ સાતમે સ્વહદ્દામાં ચૌદ અંશે છે એ બેનો પરસ્પર મુથશીળ છે અને ચંદ્ર કર્કમાં સ્વગૃહનો ચૌદ અંશે છે તે લગ્નાધિશ અને કાર્યાધિશ એ બંને સાથે મુથશીળ વાળો છે. એ ઉત્તમ મધ્યમ કંબુલ યોગ થયો આ બીજો ભેદ છે—જો હીન અધિકારવાળા લગ્નેશ અને કાર્યેશનો મુથશીળ હોય તે સાથે સ્વગૃહ કે સ્વોચ્ચનો ચંદ્રમા મુથશીળ કરતો હોય તો કેવળ ઉતમ કંબુલ યોગ જાણવો. એનું ઉદાહણ કહેછે—રાજ પ્રાપ્તી પ્રશ્નમાં મીથુન લગ્ન છે તેનો સ્વામી બુધ્ર સમના ઘરમાં છે અને રાજ્યેશ ગુરૂ કન્યાનો સમના ઘરમાં છે અને ચંદ્રમા વૃષભમાં ઉચ્ચનો છે એ ત્રણેના મુથશીળ વડે ઉત્તમ કંબુલ યોગ થયો તે વડે રાજ્ય પ્રાપ્તી ઉત્તમ કહેવી આ ત્રીજો ભેદ છે—જો પોતાના નીચ અથવા શત્રુરાશિના લગ્નેશ અને કાર્યેશનો મુથશીલ હોય અને સ્વગૃહ કે સ્વોચ્ચનો ચંદ્રમા તેમાંના એક સાથે ઇત્થિશાળ કરતો હોય તો ઉત્તમાધમ કંબુલ યોગ જાણવો. તેનું ઉદાહરણ કહે છે—સ્ત્રી પ્રાપ્તી પ્રશ્નમાં તુલા લગ્ન છે તેનો સ્વામી શુક્ર કન્યાના દશ અંશે નીચનો છે. અને સ્ત્રી ભુવનાધિશ મંગળ કર્કનો પંદર અંશે નીચમાં છે. અને સ્વગૃહનો બાર અંશે ચંદ્રમા છે એઓનો મુથશીલ યોગ હોય તો ઉત્તમાધમ કંબુલ યોગ થયો માટે સ્ત્રી પ્રાપ્તી કાંઇક મે-

હેનતથી થશે એમ કહેવું. આ ચોથો ભેદ છે—જો ચંદ્રમા સ્વહદ્દા. સ્વદ્રેષ્કાણ. કે સ્વનવમાંશમાં હોય અને સ્વગૃહ કે સ્વોચ્ચના લગ્નેશ કાર્યેશ મુથશીળ વાળા હોય તેની સાથે તે ચંદ્રમુથશીલ કરતો હોય તો તે મધ્યમોત્તમ કંબુલ યોગ જાણવો. તેનું ઉદાહરણ કહે છે. સ્વહદ્દાદિ શબ્દ આવે ત્યાં પોતાના હદ્દાદ્રેષ્કાણ અને નવમાંશો સમજવા. સ્ત્રી પ્રાપ્તી પ્રશ્નમાં તુલા લગ્ન છે તેનો સ્વામી શુક્ર લગ્નમાં સ્વગૃહના ચોવીશ અંશે છે અને સાતમો ભાવ મેષ છે તેનો સ્વામી મંગળ મેષમાં સ્વગૃહનો અઠ્ઠાવીશ અંશે છે. અને ચંદ્રતો વૃષ કર્કનો ન છતાં મકરમાં પોતાના નવમાંશમાં બાવીશે અશેં છે. તેમનો મુથશીળ થયો એ મધ્યમોત્તમ કંબુલ જાણવો આ યોગમાં સ્ત્રી પ્રાપ્તી ઉત્તમ કહેવી. આ પાંચમો ભેદ છે—જો સ્વહદ્દાદિ પદવાળાં લગ્નેશ, કાર્યેશ, ચંદ્રમાનો ઇત્થશાળ હોય તો મધ્યમ મધ્યમ નામનો કંબુલ યોગ જાણવો. એનું ઉદાહરણ કહે છે. સંતતી પ્રશ્નમાં મિથુન લગ્ન છે. તેનો સ્વામી બુધ તુલામાં સ્વહદ્દામાં આઠ અંશે છે. અને સુતભુવનેશ શુક્ર મિથુનમાં સ્વહદ્દામાં આઠ અંશેછે. અને ચંદ્રતો પ્રથમ દ્રેષ્કાણમાં પોતાના નવમાંશમાં છે. આ ત્રણેનો પરસ્પર મુથશીળયોગ થવાથી મધ્યમ મધ્યમ નામનો કંબુળયોગ જાણવો. તેણે સંતતી પ્રાપ્તી પ્રયત્ન વડે થશે એમ કહેવું આ છઠ્ઠો ભેદ છે—જો સમાધિકારવાળા લગ્નેશકાર્યેશનો ઇત્થશાળ હોય તે સાથે પોતાના મધ્યમાધિકારવાળો ચંદ્ર મુથશીળ કરતો હોય તો તે મધ્યમ કંબુળયોગ જાણવો.

તેનું ઉદાહરણ કહેછે. સંતતી પ્રશ્નમાં વૃષભલગ્ન છે તેનો સ્વામી શુક્ર સંમનીહદ્દામાં ચાર અંશે મકરનો છે. અને પંચમેશ બુધ સમનીહદ્દામાં પાંચ અંશે તુલામાં છે અને ચંદ્ર સ્વદ્રેશ્કાણમાં કર્કનો ત્રણ અંશેછે આ પરસ્પર મુથશીળ થવાથી મધ્યમ કંબુળયોગ થયો તેવડે સંતતી પ્રયાસસાધ્ય કહેવી. આ સાતમો ભેદ છે—જો સ્વનીચ અથવા સ્વશત્રુ ક્ષેત્રમાં રહેલા લગ્નેશકાર્યેશના મુથશીળ સાથે સ્વદ્રેશ્કાણ અથવા સ્વનવાંશમાં રહેલો ચંદ્ર મુથશીળ કરતો હોય તો તે મધ્યમાધમ કંબુળયોગ જાણવો. એનું ઉદાહરણ કહેછે. ભાગ્યપ્રાપ્તી પ્રશ્નમાં મેષલગ્ન છે તેનો સ્વામી મંગળ કર્કમાં નીચમાં છે અને નવમેશ ગુરૂ મકરનો નીચમાં છે અને ચંદ્રમા કર્કમાં સ્વદ્રેશ્કાણનો છે. એઓનો પરસ્પર મુથશીળ થવાથી મધ્યમાધમ કંબુળયોગ થયો. એથી ભાગ્યપ્રાપ્તી પ્રયાસસાધ્ય કહેવી. આ આઠમો ભેદ છે—જો ચંદ્રમા અધિકાર રહિત એટલે સમગૃહાદિગત હોય અને સ્વરાશી કે સ્વોચ્ચના મુથશીળવાળા લગ્નેશ કે કાર્યેશ સાથે મુથશીળ કરતો હોય તો તે ઉત્તમ કંબુળયોગ જાણવો. એનું ઉદાહરણ કહેછે. ધનલાભ પ્રશ્નમાં તુલાલગ્ન છે તેનો અધિપતી શુક્ર. લગ્નમાં સ્વગૃહનો છે. અને ધનાધિશ મંગળ મકરમાં ઉચ્ચનો છે. અને ચંદ્રમાસમ દ્રેશ્કાણમાં મિથુનનો છે. એઓનો પરસ્પર મુથશીળ હોવાથી ઉત્તમ કંબુલ યોગ થયો માટે ધનપ્રાપ્તી ઉત્તમ કહેવી. આ નવમો ભેદ છે—જો સ્વગૃહાદિપદમાં રહેલા લગ્નેશ અને કાર્યેશનો મુથશીળ હોય અને સમાધિકારવાળો

ચંદ્રમા તેમાંના એક સાથે મુથશીળ કરતો હોય તો તે મધ્યમ કંબુળ યોગ જાણવો તેનું ઉદારણ કહે છે. ધનલાભ પ્રશ્નમાં તુલા લગ્ન છે તેનો સ્વામી શુક્ર સિંહના દશ અંશે પોતાની હદ્દામાં છે. અને ધનેશ મંગળ ધનના દશ અંશે પોતાની હદ્દામાંછે. અને ચંદ્રમા મધ્યમ દ્રેષ્કાણમાં મિથુનના દશ અંશે છે. એઓનો પરસ્પર મુથશીળછે માટે એ મધ્યમ કંબુળ યોગ છે. તેવડે ધનલાભ, મધ્યમ કેહેવો. આ દશમો ભેદ છે—જો અધિકાર રહિત એવા લગ્નેશ કાર્યેશનો મુથશીળ હોય. અને સમાધિકાર વાળો ચંદ્ર તેમાંના એક સાથે મુથશીળ કરતો હોય તો પ્રકારાંતરવડે તે મધ્યમ કંબુળ જાણવું. તેનું ઉદાહરણ કહે છે. ધનલાભ પ્રશ્નમાં મેષ લગ્ન છે તેનો સ્વામી મંગળ સિંહનો દશ અંશે છે. ધનેશ શુક્ર કુંભનો દશ અંશે છે. અને ચંદ્ર તુળાનો દશ અંશે છે. એઓનો પરસ્પર મુથશીળ હોવાથી મધ્યમ કંબુલ યોગ થયો એથી ધનપ્રાપ્તી મધ્યમ કહેવી. આ અગ્યારમો ભેદ છે—જો સ્વશત્રુ અથવા સ્વનીચના લગ્નેશ અને કાર્યેશ મુથશીળ કરતા હોય અને તેમાંના એક સાથે સમાધિકારવાળો ચંદ્રમા મુથશીળ કરતો હોય તો તે અધમ કંબુળ યોગ જાણવો તેનું ઉદાહરણ કહે છે. પુત્ર પ્રાપ્તી પ્રશ્નમાં મિથુન લગ્ન છે. તેનો સ્વામી બુધ મીનનો નીચમાં છે. અને પુત્રભાવેશ શુક્ર કન્યાનો નીચમાં છે. અને ચંદ્ર અધિકાર રહિત છે. એઓના પરસ્પર મુથશીળ થવાથી અધમાધમ કંબુળ યોગ થયો માટે પુત્ર પ્રાપ્તી અધમ એટલે થોડી છતાં પણ કષ્ટ સાધ્ય જાણવી. આ બારમો ભેદ છે—જો ચંદ્રમા નીચ કે શત્રુ રાશિનો

હોય અને સ્વોચ્ચ કે સ્વગૃહના મુથશીળવાળા લગ્નેશ અને કાર્યેશમાંના એક સાથે પરસ્પર મુથશીળ કરતો હોય તો અધમોત્તમ કંબુળ યોગ જાણવો તેનું ઉદાહરણ કહેછે. સુખ પ્રાપ્તી પ્રશ્નમાં લગ્ન સિંહ છે તેનો સ્વામી સૂર્ય તે મેષનો ઉચ્ચમાં છે અને સુખભાવેશ મંગળ મકરનો ઉચ્ચમાં છે. અને ચંદ્ર વૃશ્ચિકનો નીચમાં છે. એઓનો પરસ્પર મુથશીળ હોવાથી અધમોત્તમ કંબુળ યોગ થયો એથી સુખ પ્રાપ્તી પ્રયાસ સાધ્ય થોડી કહેવી—આ તેરમો ભેદ છે—જો ચંદ્ર નીચ અથવા શત્રુ રાશિનો હોય અને મુથશીળવાળા લગ્નેશ કાર્યેશ સ્વહદ્દાદિ સ્થાનના હોય તેમાંના એક સાથે મુથશીળ કરતો હોય તો તે અધમ મધ્યમ કંબુળ યોગ જાણવો. એનું ઉદાહરણ કહે છે પુત્ર પ્રાપ્તી પ્રશ્નમાં કન્યા લગ્ન છે તેનો સ્વામી બુધ મકરનો સ્વહદ્દામાં ત્રણ અંશે છે અને પુત્રભાવેશ શનિ મીનનો પાંચ અંશે પોતાની હદ્દામાં છે અને ચંદ્ર વૃશ્ચિકનો ત્રણ અંશે નીચમાં છે એઓનો પરસ્પર મુથશીળ હોવાથી અધમ મધ્યમ કંબુળ યોગ થયો તેથી સંતતી પ્રાપ્તી પ્રયાસ સાધ્ય કહેવી. આ ચૌદમો ભેદછે.— જો ચંદ્રમા સ્વનીચ કે શત્રુ રાશીનો હોય અને લગ્નેશ કાર્યેશ અધિકાર રહિત અને મુથશીળવાળા હોય એમાંના એક સાથે મુથશીળ કરતો હોય તો અધમ કંબુળ યોગ જાણવો. એનું ઉદાહરણ કહેછે. રાજ્ય પ્રાપ્તી પ્રશ્નમાં વૃષભ લગ્ન છે તેનો સ્વામી શુક્ર છ અંશે સિંહનો છે અને રાજ્યાધિશ શનિ વૃષભનો દશ અંશે છે. અને ચંદ્રમા વૃશ્ચિકનો

ત્રણ અંશે નીચમાં છે એઓનો પરસ્પર મુથશીળ હોવાથી અધમ કંબુળ યોગ થયો માટે રાજ્ય પ્રાપ્તી કષ્ટ સાધ્ય કહેવી. આ પંદરમો ભેદ છે.—જો સ્વનીચ કે શત્રુ રાશીના મુથશીળવાળા લગ્નેશ કાર્યેશ હોય અને સ્વનીચ કે શત્રુ રાશીનો ચંદ્રમા તેમાંના એક સાથે મુથશીળ કરતો હોય તો અધમાધમ કંબુળ યોગ જાણવો તેનું ઉદાહરણ કહે છે. પુત્રલાભ પ્રશ્નમાં ધન લગ્ન છે તેનો સ્વામી ગુરૂ મકરમાં નીચનો છે. અને પુત્રભાવેશ મંગળ કર્કમાં નીચનો છે અને ચંદ્ર પણ વૃશ્ચિકનો અથવા મીનનો છે એઓનો પરસ્પર મુથશીળ યોગ હોવાથી અધમાધમ કંબુળ યોગ થયો માટે સંતતી લાભ નહીં થાય એમ કહેવું. આ સોળમો ભેદછે— એ પ્રમાણે કંબુળ યોગના સોળ ભેદો જાણવા.

## હવે ગૈર કંબૂળના ઉપયોગી શુન્ય માર્ગ ગ ગ્રહનું લક્ષણ કહે છે.

જે ગ્રહને સ્વગૃહ, સ્વહદ્દા; સ્વદ્રેશ્કાણ, સ્વનવાં શાત્મક શુભ ફળ આપનારો અધિકાર ન હોય તેમજ નીચ કે શત્રુરાશી ગત વીગરે અશુભ ફળ આપનારો અધિકાર પણ ન હોય તેમજ શુભ કે પાપગ્રહેં જોએલો ન હોય તે ગ્રહ શૂન્ય માર્ગ ગ જાણવો એવું નીલકંઠનું વચન છે.

## ૯. હવે ગૈર કંબૂળયોગ કહે છે.

લગ્નેશ અને કાર્યેશનો ઈત્થશાળ હોય અને ચંદ્રમા શૂન્ય માર્ગગ હોવાથી તેમાંના એકે સાથે ઈત્થશાળ ન કરતો હોય

તેમજ તે ચંદ્ર જો રાશીના અંતમાં હોય અને અન્યરાશીમાં પ્રવેશ કરે એ રાશી જે ગ્રહનું સ્વોચ્ચ કે સ્વગૃહ હોય તેમાં રહેલા તે ગ્રહ સાથે ચંદ્ર ઈત્થશાળ કરે તો ગૈર કંબુળયોગ જાણવો. એનું ઉદાહરણ કહે છે. સુખ પ્રાપ્તી પ્રશ્નમાં સિંહ લગ્ન છે તેનો સ્વામી સૂર્ય આઠ અંશે મેષનો છે અને સુખેશ એટલે ચતુર્થેશ મંગળ બાર અંશે કુંભમાં છે તે બેનો પરસ્પર મુથશીળ છે. તેમાં ચંદ્રમા કન્યાના ત્રીશમા એટલે છેલ્લા અંશમાં છે જેથી અધિકાર રહિત છે. તેમ કોઈ સાથે ઈત્થશાળ કરતો નથી. તે ચંદ્ર તુળારાશીમાં જવાની ઇચ્છા વાળો છે. અને તુળા શનિનું ઉચ્ચ છે એ માટે તુળામાં રહેલ શનિ સાથે ચંદ્ર શીઘ્ર ગતિવાળો છે. જેથી મુથશીળ કરનારો છે. એ પ્રમાણે ગ્રહસ્થાન હોવાથી ગૈર કંબુળ યોગ થયો એમ જાણવું. તે અન્ય ત્રીજા સહાય ભૂતવડે વાંચ્છિત સિદ્ધિ આપનારો જાણવો.

## ૧૦ હવે ખલ્લાસરયોગ કહે છે.

લગ્નેશ અને કાર્યેશનો ઈત્થશાળ હોય. અને ચંદ્રમા શૂન્યમાર્ગગ હોય તેમજ લગ્નેશ કે કાર્યેશમાંના કોઈ સાથે મુથશીળ કરતો ન હોય તેમજ તેમાંના એકેએ યુક્ત ન હોય તો ખલ્લાસર યોગ જાણવો. તે શુભફળ આપે નહીં. અને કંબુળ યોગના ફળનો નાશ કરનારો જાણવો.

## ૧૧ હવે રદ્દયોગ કહેછે.

જે ગ્રહ અસ્ત પામ્યો હોય અથવા નીચનો કે સ્વશત્રુ

અહનો કે વક્રનો કે તેજરહિત હોય તે દુર્બળ ગ્રહ જાણવો. જો દુર્બળ ગ્રહ કોઈપણ ભાવ સ્વામીની સાથે મુથશીળ કરતો હોય તો તે રદ્દયોગ જાણવો. અને તે ગ્રહ આદિકે અંતમાં તેજહરણ કરનારો ન હોવાથી કાર્ય કરનારો જાણવો નહીં—હવે તેવા રદ્દસંજ્ઞિક નિર્બળ ગ્રહનો સ્થાન વિશેષે કરીને ફળપાક કહેછે. કાર્યાધિશ એવો જે દુર્બળ ગ્રહ છે તે કેંદ્રમાં રહ્યો હોય અને આપોક્લિંમ સ્થાનમાં રહેલા લગ્નાધિશ સાથે મુથશીળ કરતો હોય તો કાર્ય પ્રથમ થઈ અંતે નાશ પામે અને જો તે ગ્રહ આપોક્લિંમમાં રહ્યો સતો કેંદ્રસ્થાનમાં રહેલા ગ્રહ સાથે મુથશીળ કરે તો કાર્ય પ્રથમ નાશ પામી પાછળથી થાય એમ જાણવું.—

## ૧૨ હવે દુષ્ફાલી કુત્થયોગ કહેછે.

મંદગતિ ગ્રહ પોતાના રાશી ઉચ્ચ, હદ્દા, દ્રેક્કાણ અથવા નવમાશમાં રહેલો હોય અને અધિકાર રહિત શીઘ્રગતિ ગ્રહ સાથે ઇત્થશાળ કરતો હોય તો ઇચ્છિત કાર્ય કરનારો દુસ્ફાલી કુત્થયોગ જાણવો અને જો શીઘ્રગતિ ગ્રહ વક્રાદિ નિર્વીર્ય સ્થાનનો હોય તો તે યોગ ઇચ્છિત કાર્ય કરનારો ન જાણવો.

## ૧૩ હવે દુત્થોત્થ દવીરયોગ કહેછે.

જો લગ્નેશ અને કાર્યેશ બળરહિત હોય અને તેમાંનો એક કોઈ સ્વરાશી, સ્વોચ્ચ અથવા સ્વહદ્દાદિ પદવાળા ગ્રહ સાથે મુથશીળ કરતો હોય તો તે દુત્થોત્થ દવીરયોગ જાણવો. તે બીજા સહાયભૂતની દ્વારા એ કાર્યસિદ્ધિ કરનારો જાણવો અથવા કોઈ બે બળવાળા ગ્રહો લગ્નાધિશ કાર્યાધિશ સાથે

મુથશીળ કરતા હોય તોપણ તેવુંજ ફળ આપનારો તે યોગ જાણવો.

## ૧૪ હવે તંબીરયોગ કહેછે.

જો લગ્નેશ અને કાર્યેશનો મુથશીળ ન હોય અને તેમાં-નો એક બળવાળો ગ્રહ જે રાશીનો હોય તે રાશીના છેલ્લા અંશમાં રહ્યો સતો આગળના રાશીમાં જવાની ઇચ્છાવાળો હોય તો પોતાના દીપ્તાંશાવડે આગળના રાશીમાં રહેલા ગ્રહને તેજ આપે તે તંબીરયોગ જાણવો. અને જો આગળના રાશીમાં રહેલો ગ્રહ સ્વગૃહાદિ બળયુક્ત હોય તો એ યોગ ઇચ્છિત કાર્ય કરનારો જાણવો.

## ૧૫ હવે કુત્થયોગ કહેછે.

કુત્થ શબ્દે કરીને યવનભાષામાં બળવાળો ગ્રહ કહ્યો છે. તેમાં બળ અનેક પ્રકારનાં કહ્યાંછે તેમાંના થોડા પ્રકારો કહે છે. પહેલાં લગ્નમાં રહેલો તે ન હોય તો કેંદ્રમાં રહેલો તે ન હોય તોપણ ફરમાં રહેલો તે ન હોય તો લગ્નને જોનારો તે ન હોય તો ત્રીકોણમાં એટલે નવમે કે પાંચમે રહેલો તથા સ્વગૃહસ્વોચ્ચ, સ્વહદ્દા, સ્વદ્રેશ્કાણ, સ્વનવમાંશમાં રહેલો ગ્રહ બળવાળો જાણવો એ વીગરે ઘણા પ્રકારો છે—

## ૧૬ હવે દુરફ્ફયોગ કહેછે.

દુરફ્ફ શબ્દવડે કરીને યવનભાષામાં નિર્બળગ્રહ કહેછે તેના પણ અનેક પ્રકારો તેમાં કહ્યા છે. તેમાંના થોડા પ્રકારો કહેછે. લગ્નથકી છઠ્ઠે, આઠમે અને બારમે રહેલો ગ્રહ

નર્બળ જાણવો. તેમજ વક્રગતિ ગ્રહ તથા શત્રુગૃહગત તથા નીચગત તથા ક્રુરયુક્ત તથા અસ્તગત અથવા ક્રુર નીચવાળા કે શત્રુગ્રહ સાથે મુથશીળ કરનારો એ વીગરે નિર્બળ ગ્રહ જાણવાના પ્રકારો કહ્યાછે—આ પ્રમાણે ષોડશયોગો તાજીકાચાર્યોના મતાનુસારે કહ્યા છે.

## હવે પુણ્યાદિ સહમો કહેછે.

આ તમામ સહમોનો જન્મ અને વર્ષ બેને વિષે વિચાર કરી ફળ કહેવું એવું રોમકાદિક અનેક તાજીકાચાર્યોનું વચન છે—હવે સહમફળની પ્રાપ્તી થવાનો અવધી કહેછે—સહમ અને સહમના સ્વામીનું અંતર કરી તેના અંશોને પોતાના ઉદયમાનવડે ગુણી ત્રણસેવડે ભાગ લેતાં જે લબ્ધ આવે તે અવધી દીવસો જાણવા એમ રોમકતાજીકમાં કહ્યું છે—હવે સહમોનાં બળો કહેછે—સહમ રાશીનો સ્વામી પોતાના ઉચ્ચનો કે સ્વગૃહનો અથવા સ્વહદ્દાદિ પદનો અથવા શુભ સ્થાનનો કે લગ્નને જોનારો હોય તો બળવાળો જાણવો અને સ્વામીનું બળ એજ સહમનું બળ જાણવું એવો તેજસિંહ વીગરેનો મત છે—જો પંચવર્ગી બળે હીન હોય હર્ષસ્થાન ચારમાંના એકે સ્થાનને ન પામ્યો હોય તેમજ લગ્નને ન દેખતો હોય તે સહમાધિપતિ ગ્રહ નિર્બળ જાણવો. અને એ તમામ નિર્બળતાવાળો પણ જો મુશલ્લહસ્થાનમાં હઇને લગ્નને દેખતો હોય તો બળવાળો જાણવો એવો હિલ્લાજાચાર્યનો મત છે—જે સહમ પોતાના સ્વામીએ યુક્ત અથવા જોએલું હોય અથવા શુભ ગ્રહેંયુક્ત કે જોએલું હોય અને પહેલાં

કહ્યા પ્રમાણે સહમાધિપતિ બળવાળો હોય તો સહમની વૃદ્ધિ જાણવી. એટલે ફળ દેવાનું સમર્થપણું જાણવું—તે સહમ જો અષ્ટમેશેં યુક્ત કે જોએલું હોય અથવા પાપગ્રહેં યુક્ત કે જો એલું હોય અથવા પાપગ્રહ કે અષ્ટમેશ સાથે ઇ-ત્થશાળ કરતું હોય તો સ્વસ્વામીવડે યુક્તેક્ષિત જે બળવાળું કહ્યું છે તેવું હોય તો પણ નાશ પામે એટલે ઊક્તફળ ન આપે. માટે પહેલાં જન્મકાળમાંજ સહમનું બળાબળ જોવું એવો નીલકંઠનો અભીપ્રાય છે—ખિંદક, રોમકાદિક આચાર્યોનો પણ એવો અભીપ્રાય છે કે પ્રથમ જન્મકાળમાં સર્વે સહ્મોનું બળાબળ જાણી જેઓનો ફળ પ્રાપ્તી સંભવ હોય તેઓજ ઉપરથી વર્ષમાં ફળ કહેવું અને જેઓનું સર્વ પ્રકારે નિર્બળપણું જણાય તેઓનું ફળ કહેવું નહીં. આ પ્રમાણે સમરસિંહ, યાદવ, અને વામનાદિકનો પણ અભીપ્રાય છે.

## હવે મુંથાનું ફળ કહેછે.

પ્રાપ્ત વર્ષની સંખ્યાને બારે ભાગ લેતાં શેષ રહે તે અંકપરિમીત ભાવે જન્મ લગ્નથકી મુંથાની સ્થિતિ જાણવી એમ તાજીક ભૂષણમાં કહ્યું છે—મુંથાનો સ્વામી વર્ષમાં કેંદ્ર કે નવમા અથવા અગ્યારમામાં હોય તો તે મુંથા સારૂં ફળ આપનારી જાણવી એવું સમરસિંહનું વચન છે. અને મુંથાનો સ્વામી છઠ્ઠે, આઠમે, બારમે કે વક્ર અથવા અસ્તનો હોય તો મુંથા અશુભ ફળ આપનારી જાણવી એવું યાદવનું વચન છે. જો મુંથાનો સ્વામી અષ્ટમેશે યુક્ત અને ક્રુર ગ્રહે જોએલો હોય તો મરણ કરનારો જાણવો એવું તેજસિંહનું

વચન છે એ પ્રમાણે સારૂં ફળ આપનારાં અને અધમ ફળ આપનારાં કહેલ સ્થાનોથી અન્ય સ્થાનમાં મુથહેશ હોય તો મધ્યમ ફળ જાણવું અને મુંથા પોતે વર્ષમાં પહેલે, બીજે, ત્રીજે, પાંચમે, નવમે, દશમે અને અગ્યારમે ભુવને હોય તો શ્રેષ્ટ જાણવી—અને ચોથે, છઠે, સાતમે, આઠમે અને બારમે ભુવને હોય તો નેષ્ટ જાણવી એમ હાયનરત્નમાં કહ્યું છે—મુંથાનુંફળ વર્ષમાં મુંથાના સ્વામીની દશામાં જાણવું એવું ધિષણાચાર્યનું વચન છે—જો જન્મલગ્નથકી છઠ્ઠે, સાતમે, આઠમે, કે બારમે, મુંથા હોય અને વર્ષમાં પાપગ્રહે યુક્ત કે જોએલી હોય તો તે ભાવનો નાશ કરે. અને જો કહ્યા પ્રમાણેમાં શુભ ગ્રહ કે તેનો સ્વામી જોતો હોય તો તે ભાવનો નાશ ન કરે અને જો જન્મ અને વર્ષ બંનેમાં અનીષ્ટસ્થાનમાં રહેલી પાપયુક્ત હોય તો મુંથાયુક્ત ભાવનો સર્વથા નાશ કરે. અને જો બંનેમાં શુભ ગ્રહયુક્ત હોય તો તે ભાવની અત્યંત વૃદ્ધિ કરે આ પ્રમાણે યાદવ, વામન અને સમરસિંહ વીગરેનો અભીપ્રાય છે.

## હવે જન્મકાળના ગ્રહવશે કરીને શુભાશુભ ફળ કહે છે.

જે ગ્રહો જન્મકાળમાં બળવાળા હોય અને તે ગ્રહો જો વર્ષકાળમાં નિર્બળ હોય તો તે ગ્રહોવડે વર્ષના ઉત્તર ભાગમાં અશુભ જાણવું એટલે વર્ષના પૂર્વ અર્ધમાં તે ગ્રહોનું ફળ શુભ અને ઉત્તર અર્ધમાં અશુભ એમ જાણવું. અને જે

ગ્રહો જન્મકાળમાં નિર્બળ હોય અને તેજ ગ્રહો વર્ષકાળમાં બળવાળા હોય તો વર્ષના પૂર્વ ભાગમાં અશુભ ફળ અને ઉત્તર ભાગમાં શુભ ફળ જાણવું. અને જો બંનેમાં બળવાળા હોય તો આખા વર્ષ પર્યંત શુભ ફળ જાણવું. અને બંનેમાં નિર્બળ ગ્રહો હોય તો આખા વર્ષ પર્યંત અશુભ ફળ જાણવું. એવું નીલકંઠ, યાદવ, તેજસિંહ વીગેરેનું વચન છે.

## હવે વર્ષેશનો વિચાર કહેછે.

જન્મ લગ્નપતિ, વર્ષ લગ્નપતિ, મુંથાપતિ, દીવસે વર્ષ પ્રવેશ હોય તો સૂર્યરાશીપતિ અને રાત્રીએ વર્ષ પ્રવેશ હોય તો ચંદ્રરાશી પતિ તથા ત્રૈરાશી પતિ એ પાંચ ગ્રહો વર્ષ સ્વામીપણાના અધિકારીઓ જાણવા એવું ગણેશદૈવજ્ઞનું વચન છે—પાંચ વર્ષ પાધિકારીઓમાં જે વિશેષ દૃષ્ટીવડે વર્ષ લગ્નને જોતો હોય તે વર્ષસ્વામી જાણવો. અને એ ગ્રહની દૃષ્ટી સમાન હોય તો પંચવર્ગી વીગરે બળમાં જે અધિક હોય તે વર્ષસ્વામી જાણવો. અને જો બળનું પણ સમાનપણું હોય તો ઘણા અધિકારવાળો વર્ષસ્વામી જાણવો. અને અધિકારનું પણ સમાનપણું હોય તો મુંથાપતિ વર્ષસ્વામી જાણવો. એમ તાજીકભૂપણ, તાજીકતીલક તથા હાયનરત્ન વીગરેમાં કહ્યું છે—વર્ષેશ જન્મકાળમાં અને વર્ષકાળમાં શુભ સ્થાનમાં રહ્યો હોય અને શુભગ્રહે યુક્ત કે જોએલો હોય તો આખું વર્ષ ઉત્તમ ફળવાળું જાણવું અને જો મીશ્રતા

હોય તો વર્ષનું ફળ મીશ્ર જાણવું. અને નિર્બળતા હોય તો તે પ્રમાણે જાણવું એમ તાજીકસાર, તાજીકમુક્તાવળી, જીર્ણ તાજીક વીગરેમાં કહ્યું છે. જો વર્ષેશ બળવાળા વર્ષલગ્નેશ સાથે ઇત્થશાળ કરતો હોય તો રાજા થકી સુખપ્રાપ્તી વીગરે સારૂં ફળ આપનારો જાણવો. અને જો વર્ષેશ બળહીન એવા વર્ષ લગ્નેશ સાથે ઇશરાફયોગ કરતો હોય તો રાજા થકી દુઃખ વીગરે અશુભ ફળ આપનારો જાણવો. એમ જીર્ણ તાજીકમાં કહ્યું છે—વર્ષેશ જો પૂર્ણ બળવાળો હોય તો પૂર્ણ ફળ જાણવું. અને મધ્યમ બળવાળો હોય તો ફળ મધ્યમ જાણવું. અને હીન બળવાળો હોય તો હીન ફળ જાણવું અને નષ્ટ બળવાળો હોય તો તેવું ફળ જાણવું. એવું તેજસિંહનું વચન છે.

## હવે હિલ્લાજ મત્તાનુસારે વર્ષેશાદિ ગ્રહોની અવસ્થાઓ કહેછે.

દીપ્ત, દીન, સ્વસ્થ, મુદિત, સુપ્ત, પરિહાય માનવીર્ય, પ્રવૃદ્ધવીર્ય, અધિવીર્ય, જે ગ્રહસ્વોચ્ચનો હોય તે દીપ્ત જાણવો. જે ગ્રહ નીચ પાસે આવી ગયો હોય તે દીન જાણવો. જે ગ્રહ પોતાના રાશીમાં હોય તે સ્વસ્થ જાણવો. જે ગ્રહ મીત્રરાશીનો હોય તે મુદિત જાણવો. અને જે ગ્રહ શત્રુ રાશીનો હોય તે સુપ્ત જાણવો. જે ગ્રહ બીજા ગ્રહે પીડીત હોય તે પ્રપીડીત જાણવો. જે ગ્રહ સૂર્યમાં અસ્ત હોય તે પરિહાય માનવીર્ય જાણવો. જે ગ્રહ પોતાનું નીચ મૂકી પો-

તાના ઉચ્ચ સામો જતો હોય તે પ્રવૃદ્ધવીર્ય જાણવો. જે ગ્રહ પોતાના નવમાંશમાં રહેલો શુભ ગ્રહોએ જોયો હોય તે અધિવીર્ય જાણવો.

## હવે એ અવસ્થાઓનું ફળ કહેછે.

એઓ નામાનુસાર પ્રમાણે ફળ આપનારી અવસ્થાઓનું ફળ સ્પષ્ટ સમજી શકાય તેમ છે. માટે આ ઠેકાણે વીશેષ લખ્યું નથી. હવે જન્મકુંડળી અને વર્ષ કુંડળીની ઘટના કરી ફળ કહેવું એવો તમામ તાજીકાચાર્યોનો અભીપ્રાય છે. તેનું ઉદાહરણ કહે છે—જન્મકાળમાં પંચમેશ ગુરૂ પાંચમે હોય અથવા પાંચમાને દેખતો હોય તો પુત્ર પ્રાપ્તી કરનારો જાણવો પણ જે વર્ષમાં ગુરૂની દશા છે તે વર્ષમાં વર્ષેશ અને વર્ષલગ્નેશ જો ગુરૂ સાથે ઈશરાફ યોગ કરતા હોય તો તે વર્ષમાં પુત્રપ્રાપ્તી કહેવી નહીં. એ પ્રમાણે જન્મકાળ અને વર્ષકાળની ઘટના કરી વર્ષમાં સમસ્ત ફળ કહેવું એવો તમામ તાજીકાચાર્યનો અભીપ્રાય છે.

## હવે દશા કહેછે.

ગ્રહોનો ફળ પ્રાપ્તીકાળ જાણવા માટે દશાની મુખ્યતા ગણવામાં તમામ તાજીકાચાર્યોનો અભીપ્રાય છે—લગ્નયુક્ત ગ્રહોમાં જે અંશોએ કરી અલ્પ હોય તેને પહેલો લખવો. અને તેથી અધિક અંશવાળો તે પછી લખવો. એ વેક્રમેહીનાંશા દશા જાણવી. કેટલાએકોનો તાસીરાદિ દશા કરવાનો અભીપ્રાય છે. પણ ખત્ત, ખત્તુ, ખિંદક, રોમકાદિક આચા-

યોનો મૂળ અભીપ્રાય હીનાંશા દશાનો છે. તેનું અવલંબન કરી દૈવજ્ઞ નીલકંઠ, ગણેશ; વીગરેઓએ પણ પોતપોતાના કરેલ તાજીક ગ્રંથોમાં હીનાંશા દશા કરાવી છે. માટે આંહી પણ હીનાંશા દશાનું મુખ્યત્વ કર્યું છે અને જન્મકાળ અને વર્ષકાળના બાળાબળોની ઘટના કરી જે ગ્રહ જે ફળ આપનારો ઠરે તે ફળ પ્રાપ્તીનો કાળ તે ગ્રહની હીનાંશાના સમયમાં જાણવો એ પ્રમાણે નીલકંઠ ગણેશ દૈવજ્ઞાદિનો અભીપ્રાય છે.

## હવે વર્ષના રિષ્ટયોગો કહેછે.

વર્ષલગ્નનો સ્વામી આઠમે હોય અને મંગળે યુક્ત કે જોએલો હોય તો અથવા અષ્ટમેશ લગ્નમાં હોય અને મંગળે યુક્ત કે જોએલો હોયતો એ બંને યોગો વડે કરીને શસ્ત્રઘાતાદિકવડે મૃત્યુ અથવા ઉગ્રદુઃખ થાય, તેમજ બુધ અને શુક્ર જો અસ્ત પામેલા હોય તોપણ તેવોજ યોગ જાણવો એવું મણિત્થનું વચનછે—વર્ષલગ્નેશ અને અષ્ટમેશ મુંથાયુક્ત જો ચોથે, આઠમે કે બારમે હોયતો તે ગ્રહોના ઉક્ત ધાતુકોપવડે મૃત્યુ આપનારા જાણવા એવું નીલકંઠ દૈવજ્ઞનું વચનછે—જન્મલગ્નનો સ્વામી વર્ષમાં બળ રહિત એવો સતો આઠમાનો સ્વામી થઈ સાતમે રહ્યો હોય અને તેને સૂર્ય જોતો હોયતો મૃત્યુ કરનારો જાણવો એવું મણિત્થનુ વચનછે.--પણ તેમાં મૃત્યુ, કુષ્ટ, કંડુ, અને આપત્તીઓ એમ પાઠછે. એ ઠેકાણે કેટલાએકોનો એવો અભિપ્રાયછે કે એ ચારે થવાનાં પૂર્ણ દૃષ્ટિથી પાદોન દૃષ્ટિના અનુક્રમે સમજવા

લગ્નેશ અને મુંથેશ એ બે અસ્ત પામેલા હોય અને શનિએં જોએલા હોય તોતે મૃત્યુ કરનારા જાણવા એવું ગણેશદૈવજ્ઞનું વચનછે—પાપગ્રહો પંચવર્ગી વીગેરે બળવાળા હોય અને શુભ ગ્રહો બળ રહિત હઇને છઠ્ઠે, આઠમે રહ્યો હોય તો આધી વ્યાધી, ભય અને હાની કરનારા જાણવા એ મહાયન સુંદરમાં કહ્યુંછે—શુક્ર નીચમાં હોય અને ગુરૂશત્રુ નવ માંશમાં હોયતો દુઃખ કરનારા જાણવા એમ યોગસુધાનિધીમાં કહ્યુંછે—લગ્નેશ આઠમે હોય અને અષ્ટમેશ લગ્નમાં હોયતો મૃત્યુ કરનારા જાણવા એમ જીર્ણ તાજીકમાં કહ્યુંછે—નવમા અને બીજાનો સ્વામી બળ રહિત હોય અને પાપ ગ્રહો લગ્નમાં હોયતો ઘણાં કાળનું ભેગું કરેલ ધનના પણ નાશ કરનારા જાણવા એવું નીલકંઠ દૈવજ્ઞનું વચનછે—ચંદ્ર નીચનો હોય અને શુભગ્રહો અસ્ત ના હોયતો સ્વજનોથી વિયોગ અને પોતાના શરીરે પીડા કરનારા જાણવા. એવું તેજસિંહનું વચનછે—જન્મલગ્ન અને જન્મ રાશિથી આઠમો રાશિ વર્ષલગ્નમાં હોયતો મહાવ્યાધી ભય જાણવો. અને જો તે પાપગ્રહેં યુક્ત કે જોએલો હોયતો મૃત્યુ કરનારો જાણવો એવું વામનનું વચનછે—જો જન્મકાળમાં જન્મલગ્નથી આઠમે રહેલો પાપ ગ્રહ હોય તે વર્ષ કાળમાં લગ્નમાં હોયતો વ્યાધી તથા આધી કરનારો જાણવો એવું યાદવનું વચનછે—જો વર્ષકાળમાં ચંદ્ર અને લગ્નેશ પંચવર્ગી વિગરે બળ રહિત હોયતો રિષ્ટ કરનારા જાણવા એવું નીકકંઠ દૈવજ્ઞનું વચનછે—જન્મ લગ્નેશ અને વર્ષ લગ્નેશ પાપ યુક્ત પાપ ગ્રહની

રાશિના ચોથે, છઠ્ઠે, આઠમે, કે બારમે હોયતો આધીવ્યાધીના આપનારા જાણવા. અને જો તેઓ અસ્ત ના હોય અને શુભ ગ્રહે જોએલા ન હોયતો મૃત્યુના કરનારા જાણવા એવું હિલ્લાજાચાર્યનું વચનછે—જન્મ લગ્નેશ વર્ષલગ્નેશ, ને મુંથાએઓ ચોથે, છઠ્ઠે, આઠમે અને બારમે હોયતો મહા વ્યાધિ કરનારા જાણવા. અને જો તેઓ ચોથે, દશમે, અને સાતમે, રહેલા પાપ ગ્રહોએ જોએલા હોયતો મૃત્યુ કરનારા જાણવાં એવું રોમકાચાર્યનું વચનછે—આયોગમાં કેટલાએક તાજીક ગ્રંથકર્ત્તાઓએ વર્ષલગ્નેશને ઠેકાણે વર્ષેશને ગણેલોછે, અને મુંથાને ઠેકાણે મુંથેશને ગણેલોછે. અને રોમકાચાર્યના વચનમાં તેમ પણ અર્થ નીકળી શકેછે માટે બંને તરફ સુજ્ઞ જોનારાઓએ ધ્યાન આપવું એમ મારો પોતાનો અણીપ્રાયછે—અસ્તનો ચંદ્રમા છઠ્ઠે બારમે કે આઠમે રહ્યો હોયતો ત્રીદોશવડે નાના પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન કરે અને જો તે ચંદ્ર ગુરૂએ જોએલ હોયતો સારૂં જાણવું એવું મણિત્થનું વચનછે—વર્ષલગ્નથી બારમે માર્ગ ગતિવાળો પાપ ગ્રહ હોય અને બીજે વક્ર ગતિવાળો પાપગ્રહ હોયતો રોગોત્પત્તિ જાણવી. અને જો વર્ષેશ, વર્ષલગ્નેશ અને જન્મ લગ્નેશ એઓથી બીજે બારમે તે પ્રમાણે ગ્રહો હોયતો બંધન એટલે કેદ મળશે એમ જાણવું. એવું નીલકંઠદૈવજ્ઞનું વચનછે—વર્ષેશ કે મુંથેશ શત્રુ રાશિને વિષે અસ્તનો હોયતો રિષ્ટયોગ જાણવો એવું પણ તેમનુંજ વચનછે—ચંદ્રમા લગ્ને છઠ્ઠે, સાતમે, આઠમે કે બારમે રહેલો હોય અને એક અ-

થવા બે પાપગ્રહે જોએલો હોયતો વ્યાધી કરનારો જાણવો, અને જો તમામ પાપગ્રહે જોએલો હોયતો મૃત્યુ કરનારો જાણવો અને જો તેમાં પણ ગુરૂએ જોએલો હોયતો શુભ ફળ કહેવું એવું વામનનું વચનછે—મુંથા પાપગ્રહે યુક્ત છઠ્ઠે, આઠમે, કે બારમે હોયતો શસ્ત્ર અથવા અગ્નિથી ભય કરનારી જાણવી. અને વર્ષમાં ગમેત્યાં શનિએ યુક્ત કે જોએલી હોયતો વાયુનો પ્રકોપ કરનારી જાણવી એવું ગણેશદૈવજ્ઞનું વચનછે—મંગળ, રાહુ અને શનિ એઓ ચોથે હોયતો પણ મૃત્યુ કરનારા જાણવા એવું હીલ્લાજાચાર્યનું વચનછે—લગ્નેશ, મુંથેશ અને અષ્ટમેશ એઓ વર્ષ લગ્નથકી અથવા વર્ષમાં જ્યાં ચંદ્રમાં હોય ત્યાંથી છઠ્ઠે, આઠમે, કે બારમે રહ્યા હોયતો રિષ્ટ કરનારા જાણવા એવો પ્રાચીન જ્યોતિર્વિદોનો અભિપ્રાયછે તેમજ ત્રિપતાકાચક્રમાં વિધ્ધચંદ્રાદિકો રિષ્ટ કરેછે એવો તેમનો મતછે—

## હવે રિષ્ટભંગ કરનારા યોગો કહેછે.

લગ્નનો સ્વામી બળવાળો હોય અથવા શુભગ્રહે યુક્ત કે જોએલો હોય અથવા કેંદ્ર કે ત્રીકોણમાં રહેલો હોયતો રિષ્ટયોગનો ભંગ કરનારો જાણવો. એવું નીલકંઠદૈવજ્ઞનું વચનછે—પાપગ્રહોએ ન જોએલો અને શુભગ્રહોએ જોએલો ગુરૂ કેંદ્ર કે ત્રીકોણમાં હોયતો લગ્ન, ચંદ્ર અને મુંથાથકી થયેલ રિષ્ટનો નાશ કરે એવું મણિત્થનું વચંનછે—ચોથા ભુવનનો સ્વામી શુભગ્રહે જોએલો ચોથા ભુવનમાં હોયતો સુખકારી જાણવો—ગુરૂ, લગ્નમાં અથવા ત્રીજે હોય તથા

ચોથે જન્મ લગ્નનો સ્વામી હોયતો રિષ્ટનો નાશ કરી સુખ આપે. સપ્તમેશ લગ્નમાં હોય અને ગુરૂ પણ લગ્નમાં હોય, પાપગ્રહે ન જોએલા અને શુભગ્રહે કે મીત્ર ગ્રહે જોએલા હોયતો રિષ્ટનો નાશ કરી સુખ આપે—બીજા અને નવમાના સ્વામી બળવાળા અને પાપગ્રહે ન જોએલા લગ્નમાં હોયતો રિષ્ટનો નાશ કરી સુખ આપે એવું નીલકંઠદૈવજ્ઞનું વચનછે—લગ્નેશેયુક્ત શુભગ્રહો જો કેંદ્ર કે ત્રીકોણમાં હોયતો અથવા બળવાળો ગુરૂ કેંદ્રમાં હોયતો રિષ્ટનો નાશ કરી સુખ આપે એવું ગણેશદૈવજ્ઞનું વચનછે—ત્રીજે, છઠ્ઠે, કે અગ્યારમે પાપગ્રહો હોય અને કેંદ્ર કે ત્રીકોણમાં શુભગ્રહો હોયતો રિષ્ટનો નાશ કરી સુખની પ્રાપ્તી કરે એવું વામનનું વચનછે—જો મુંથેશ બળવાળો હોય અથવા લગ્નેશ બળવાળો હોય અથવા જન્મ લગ્નેશ બળવાળો હોય અને તેઓ કેંદ્ર, ત્રીકોણ કે અગ્યારમે હોયતો રિષ્ટનો નાશ કરી સુખ આપે એવું સમરસિંહનું વચનછે—ઉચ્ચમાં રહેલા શનિ, ગુરૂ, અને શુક્ર શુભગ્રહ સાથે મુથશીળ કરતા હોયતો મ્લેચ્છ રાજા થકી ધનની પ્રાપ્તી કરે અને બળવાળો મંગળ બીજે હોયતો યશ અને ધનની પ્રાપ્તી કરે એવું હિલ્લાજાચાર્યનું વચનછે—જન્મ લગ્નથીઆઠમો રાશિ જો વર્ષલગ્ન આવે તો તે વર્ષ વ્યાધીકારી જાણવું. અને તે પાપ ગ્રહે જોએલ હોયતો મૃત્યુ કરનારૂં જાણવું, એવું મણિત્થનું વચનછે.—આ કહ્યા પ્રમાણે રિષ્ટ યોગો તેમજ રિષ્ટના ભંગ કરનારા યોગોનો પ્રથ પૂરી રીતે વિચાર કરી પછી

ષર્ફ સંબંધી જોવાનો બીજો વિચાર કરવો એવો અનેક તાજીકાચાર્યોનો અભિપ્રાય છે. કારણ જો વર્ષમાં રિષ્ટ ભંગ રહિત હોય તો બીજા વિચારો વૃથા છે. માટે તે નિશ્ચય પહેલો કરવો. એવો પૂર્વાચાર્યોનો અભિપ્રાય છે.

## હવે રાજયોગો કહેછે.

ચોથાનો સ્વામિ શુભ ગ્રહ લગ્નમાં હોય અને ચંદ્રમા તથા લગ્નેશ દશમે બળવાલો અથવા શુભ ગ્રહોયે જોયેલો હોય તો એ વર્ષમાં રાજ્યલાભ કરનારા જાણવા એ મહાયનરત્નમાં કહ્યું છે—ચોથાનો સ્વામિ બળવાલો હઇને ચોથામાંજ બળવાલા ગ્રહોયે અથવા શુભ ગ્રહોગે જોયેલો હોય તો રાજ્ય લાભ કરનારો જાણવો એમ સુધાનિધીમાં કહેલું છે—કેંદ્ર ત્રિજું, પાંચમું, નવમું અને અગ્યારમું એઓમાંના એક સ્થાને ગુરૂ હોય અને જન્મ લગ્નનો સ્વામિ ચોથે હોય તો રાજ્યલાભ જાણવો—સાતમાનો સ્વામિ બળયુક્ત હઇને લગ્નમાં હોય અને ગુરૂયે યુક્ત કે જોયેલો હોય તો રાજ્યલાભ કરનારો જાણવો એ મહાયન રત્નમાં કહ્યુંછે—મંગળ, સૂર્ય અને શનિ એઓનો બુધ, શુક્ર અને ગુરૂ સાથે ઇત્થશાલ હોય તો તે રાજ્યલાભ માટે જાણવો એવું ગણેશ દૈવજ્ઞનું વચન છે—દશમે ઉચ્ચનો સૂર્ય અને કર્ક લગ્નમાં ગુરૂ અને બીજે ચંદ્રમા ઇત્થશાલ યુક્ત હોય તો રાજ્યલાભ જાણવો એમ સુધાનિધિમાં કહેલું છે—કર્ક લગ્નમાં ગુરૂ હોય અને ઇત્થશાલવાળો ચંદ્રમા દશમે હોય અને સૂર્ય સ્વગૃહનો હોય તો રાજ્યલાભ

જાણવો—શુભસ્થાનને વિશે રહેલા અને ઇત્થશાલવાળા તથા બળવાળા ચંદ્ર, સૂર્ય અને શુક્ર ગુરૂ રાજ્યલાભ કરનારા જાણવા એ મહાયન રત્નમાં કહેલું છે—વર્ષેશ શનિ અગ્યારમે હોય અને ચંદ્ર સાથે ઇત્થશાળ કરનારો સૂર્ય દશમે હોય તો રાજ્યલાભ જાણવો—બળવાળા શુક્ર સાથે ઇત્થશાલ કરનારો શની અધીકાર યુક્ત હોય તો રાજ્યલાભ જાણવો—સર્વે શુભ ગ્રહો કેંદ્રમાં હોય અને પાપગ્રહો ત્રિજે, છઠે કે અગ્યારમે બલવાળા હોય તો રાજ્યલાભ જાણવો એમ સુધાનિધીમાં કહેલું છે—લગ્નેશ કે ચંદ્રમા સાથે જો દશમાનો સ્વામિ ઇત્થશાલ કરતો હોય તો રાજ્યલાભ કરનારો જાણવો ચંદ્રમા દશમાનો સ્વામિ અને લગ્નેશ જો દશમે શુભ ગ્રહોએ જોયેલા અને પોતે શુભ ગ્રહો સ્વોચ્ચાદિ રાશિના હોય તો રાજ્યલાભ કરનારા જાણવા એવું વામનનું વચન છે—સમમેશ લગ્નમાં હોય અને લગ્નમાંજ ગુરૂ પણ મિત્ર અને શુભ ગ્રહોએ જોયેલો તથા ક્રુર ગ્રહોએ ન જોયેલો હોય તો રાજ્યલાભ જાણવો—નવમાનો સ્વામિ અને બીજાનો સ્વામિ એ બન્નો બલયુક્ત હઇને બલવાળા લગ્નમાં રહેલા શુભ ગ્રહોએ જોયેલ હોય એને પાપગ્રહો ન દેખતા હોય તો રાજયલાભ જાણવો. ગુરૂ પોતાના નવમાંશમાં હોય અને શુક્ર પોતાના ઉચ્ચમાં હોય અને બુધ પોતાના નવમાંશમાં હોય તો રાજ્યલાભ જાણવો—સ્વોચ્ચમાં રહેલા ગુરૂ શુક્ર અને શુભ ગ્રહોનો ઇત્થશાલ હોય તો રાજયલાભ જાણવો—કેંદ્રમાં ચંદ્રમાએ ગુરૂ સાથે કંબુલ યોગ કરયો હોય તો રાજયલાભ જાણવો

એવું મણિત્થનું વચન છે—ગુરૂ પોતાના ઉચ્ચમાં હોય અને ત્રૈરાશિપતિ પોતાના વર્ગમાં હઇને એક બીજાને જોતા હોય તો લક્ષ્મી તથા પુત્રાદિક સુખ આપનારા જાણવા—મિત્ર રાશિનો મંગળ સ્વોચ્ચમાં રહેલા ગ્રહો સાથે કંબુલ યોગ કરતો હોય તો રાજ્યલાભ જાણવો—બળવાળો ભાગ્યેશ પોતાના ઉચ્ચમાં હોય એને સૂર્ય ચંદ્ર ગુરૂ એઓએ જોયેલો હોય તો ભાગ્યોદય કરનારો જાણવો એવું સમરસિંહનું વચન છે. બલવાળો શનિ ઉચ્ચમાં હોય અને શુક્ર બલવાલો નિચમાં હોયનો મ્લેચ્છ જનની કૃપાથકી રાજ્ય લાભ અથવા લક્ષ્મી પ્રાપ્તિ વિગરે જાણવું એવું યાદવનું વચનછે—મુંથેશ બળવાળો તથા જન્મ લગ્નેશ તથા વર્ષ લગ્નેશ એઓ કેંદ્ર ત્રીકોણ અગ્યારમેં કે ધનભુવનમાં રહ્યા હોયતો લાભ કરનારા જાણવા—શનિ અથવા શુક્ર અથવા ગુરૂ પોતાના ઉચ્ચમાં ઇત્થિશાળવાળા હોયતો યવન થકી ધન પ્રાપ્તી કરનારા જાણવા, એમ વર્ષતંત્રમાં કહ્યુંછે—જેજે યોગોવડે કરી રાજ્ય પ્રાપ્તીફળ કહેલછે તે ફળ નૃપાત્મ જોને માટે જાણવું અને બીજાઓને તે ફળવાળા યોગોવડે માનપ્રતિષ્ઠા ધન અને સુખ વીગેરેની પ્રાપ્તી જાણવી એમ તાજીક સર્વસ્વમાં કહેલુંછે આ તાજીક સંબંધી તમામ યોગો જન્મકાળમાં વિચારી તેજ પ્રમાણે ઘટનાનુમાને વર્ષમાં બળવાળા હોયતો તેનું ઉક્તફળ જન્મ તથા વર્ષના યોગની ઘટનાનુસાર કહેવું એમ તાજીકાલંકારમાં કહ્યુંછે—વર્ષમાં જે રાજ્ય, પુત્ર, ધન, વીગરેની પ્રાપ્તીના કરનારા યોગો થતા હોય તે યોગો જન્મકાળમાં

પૂરી રીતે વિચારી તેની ઘટના કરી ઘટનાનુ સારફળ જાણવું એવો ખત્ત, ખિંદક, રોમકાદિક તાજીકાચાર્યોનો અભિપ્રાયછે માટે વર્ષ અને જન્મની ઘટના કરી ફળ કહેવું—

## હવે રાજયોગ ભંગ કહેછે.

બારમે ચંદ્ર અને શનિ હોય અને છઠે શુક્ર હોયતો રાજયોગનો ભંગ કરી અકસ્માત ચિતનું વિકળપણું કરે એવું મણિત્થનું વચનછે—બળ રહિત નવમાનો સ્વામી અને ધનેશ શુભ ગ્રહોએ ન જોએલા અને પાપગ્રહોએ જોએલા હોયતો રાજયોગનો ભંગ કરી ધનનો નાશ કરે એ મહાયન રત્નમાં કહ્યુંછે—પાપગ્રહો કુવર્ગમાં હોય અને શુભગ્રહો બળરહિત હોયતો રાજયોગનો ભંગ જાણવો એવું ગણેશદૈવજ્ઞનું વચનછે—પાપગ્રહો નિચના હોય કે અસ્તના હોય તોપણ તેમજ જાણવું. એવું તેમનુંજ વચનછે—ગુરૂ અને શુક્ર અસ્ત કે નીચને પામેલા હોય અને પાપગ્રહ કે શત્રુગ્રહે પીડીત હોયતો રાજયોગનો ભંગ કરી ધન સુખાદિકના નાશ કરનારા જાણવા એમ તાજીકસારમાં કહ્યુંછે—જન્મમાં જે ગ્રહ દશમાનો સ્વામી હોય તે જો વર્ષમાં પણ દશમાનો સ્વામી થઈ અસ્તમાં કે નીચમાં હોયતો લક્ષ્મીની હાની કરનારો જાણવો એ મહાયનરત્નમાં કહ્યુંછે—જન્મકાળમાં જે વ્યયેશ હોય તે વર્ષમાં જો દશમે દશમાના સ્વામીના ઇક્ષિણ કે યોગે રહિત હોય અને દશમાનો સ્વામી પાપગ્રહે કે શત્રુગ્રહેના રાશિમાં હોયતો લક્ષ્મી નાશ કરનારો જાણવો એમ વર્ષતંત્રમમાં કહ્યુંછે—લગ્નેશ જો પોતાના નીચ પ-

તિની સાથે ઈત્થિશાળ કરતો હોયતો રાજયોગનો ભંગ કરનારો જાણવો એવું ખિંદકાચાર્યનું વચનછે— વર્ષમાં જો મુંથેશાદિ ગ્રહો પાપગ્રહોએ યુક્ત કે જોએલા હોય અથવા અસ્ત કે નીચના હોય અને શુભગ્રહો બળરહિત હોયતો રાજયોગનો ભંગ કરી ધનના નાશ કરનારા જાણવા એમ વર્ષતંત્રમાં કહેલુંછે—આ પ્રમાણે રાજયોગો તથા રાજભંગ યોગો વીગરે સમસ્ત યોગો જન્મકાળને વિષે અને વર્ષકાળને વીષે તે યોગકર્ત્તાઓનું બળાબળ વિચારી ફળ કહેવું એવો રોમકાદિક આચાર્યોનો અભિપ્રાયછે.

## હવે માસફળ કહેછે.

માસ પ્રવેશકાળના પણ ગ્રહભાવો કરવા એમ વર્ષતંત્રમાં કહ્યું છે—પંચાધિકારીઓમાં જન્મ લગ્નપતિના સ્થાને વર્ષ લગ્નપતિ જાણવો અને વર્ષ લગ્નપતિના સ્થાને માસ લગ્નપતિ જાણવો અને બાકીના ત્રણ રહ્યા તે વર્ષમાં કહ્યાછે તેમજ જાણવા એવું યાદવનું વચનછે—એ પંચાધિકારી એમાંનો અધિકબળવાળો જે લગ્નને જોતો હોય તે માસપતિ જાણવો એમ માસપતિ, વર્ષપતિની રીતી એ ઠરાવવો એ મહાયન રત્નમાં કહ્યુંછે—માસલગ્નપતિનો નવમાંશનાથ અને લગ્નના નવમાંશનો સ્વામી એમાંનો જે અધિકબળ પામેલો હોય તે માસપતિ જાણવો એવું ગણેશદૈવજ્ઞનું વચનછે—લગ્નેસ્વરના નવમાંશપતિને લગ્નના નવમાંશપતિ સાથે મીત્રતા હોય અથવા સ્નેહ દૃષ્ટી હોય અથવા ચંદ્રદૃષ્ટી હોય કે ચંદ્રજોગ હો-